# સંક્ષિપ્ત મુખ ગણિત.

# ધોરણ પાંચમું.




લખનાર

**ત્રિભુવન દેવશી રાઘવાણી**





છપાવી પ્રસિદ્ધ કરનાર,

**જેચંદ તલકશી એન્ડ સન્સ**

બુકસેલર—વઢવાણ શહેર

આવૃત્તિ બીજી      પ્રત ૨૦૦૦

સૌરાષ્ટ્ર મુદ્રણાલય રાણપુરમાં અમૃતલાલ
દલપતભાઇ શેઠે છાપ્યું.

સંવત ૧૯૮૩.      સને ૧૯૨૭

કીં. ૦—૩—૦ ત્રણ આના

# પ્રસ્તાવના.

અમારા તરફથી સંક્ષિપ્ત મુખ ગણિત ભા. ૧ થી ભા. ૪ સુધીના બહાર પાડવામાં આવ્યા પછી અમને જણાયું કે, તેમાં ગોઠવેલાં ગુણોત્તરો વિદ્યાર્થી વર્ગને બહુ પસંદ પડયાં છે. વળી ગુણોત્તર પ્રમાણે લેખાં પણ એવી ખુબીથી ગોઠવ્યાં છે કે, તે પણ વિદ્યાર્થીઓ પોતાની મેળે ગણી શકે છે. ચાર ભાગો બહાર પાડયા પછી પાંચમા ભાગની પણ માગણીઓ થવા લાગી જે ઉપરથી પાંચમો ભાગ પણ પૂર્ણ પરિશ્રમ લઈ બહાર પાડવામાં આવ્યા છે. વળી આ ભાગમાં કેટલાક કોરડાઓ પણ ગમતની ખાતર ગોઠવવામાં આવ્યો છે. આ ધોરણમાં લેખાં (મુખ ગણિત) નો ભાગ પૂરો થતો હોઇ બીજાં જરૂરી લેખાં પણ ગોઠવવામાં આવ્યાં છે.

આશા રાખવામાં આવે છે કે બીજા ભાગોની પેઠે આ ભાગ પણ શિષ્યવર્ગને તથા શિક્ષક ભાઇઓને અતિ ઉપયોગી થઇ પડશે. આ બુકનો બહોળો ફેલાવો થશે તો અમે અમારો પ્રયત્ન સફળ થયો માનીશું.

કેળવણી ખાતાના જે જે અધ્યક્ષો તરફથી અમારી બુકો માટે અભિપ્રાય આવી ગયા છે તે, આ વખતે છપાવવા ધાર્યા હતા; પણ કોઇ કારણસર એમ બની શકયું નથી. તેથી બીજી આવૃત્તિ વખતે છપાવવા ધ્યાનમાં રાખશું. માટે જેઓને સુચના અથવા અભિપ્રાય આપવા હોય તેઓ લખી મોકલશે તો તેમનો અભિપ્રાય મુબારક નામ સાથે પ્રગટ કરવામાં આવશે. તા. ૧-૭-૨૭.

લી. પ્રસિદ્ધ કર્તા.

# મુખ ગણિત.

# ધોરણ પાંચમું.

---

હાલ ચાલતા નવા અભ્યાસક્રમ પ્રમાણે આ ધોરણમાં સરકારે નીચેનાં ગુણોત્તરોનો ઉપયોગ થાય તેવું મુખ ગણિત રાખ્યું છે.

૮, ૧૦, ૧૬, ૩૨, ૬૪, ૨૪૦, ૨૫૬ અને ૩૬૦.

ઉપર મુજબ આઠ ગુણોત્તરોને બે ભાગમાં ગોઠવવામાં આવ્યા છે, પહેલા ભાગમાં ૮, ૧૬, ૩૨, ૬૪ અને ૨૫૬ એ પાંચ ગુણોત્તરો ગોઠવવામાં આવ્યાં છે. અને બીજા ભાગમાં ૧૦, ૨૪૦ અને ૩૬૦ એ ત્રણ ગુણોત્તરો ગોઠવવા આવ્યાં છે. ત્રીજા ભાગમાં પાછળ શીખી ગએલાં ગુણોત્તરોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અને ચોથા ભાગમાં જરૂરી લેખાં તથા કોરડાઓ ગોઠવવામાં આવ્યા છે.

ગુણોત્તર—એટલે એક સંખ્યાથી બીજી સંખ્યા કેટલા ગણી છે અથવા એક સંખ્યાનો બીજી સંખ્યા કેટલામો ભાગ છે તે બતાવનારી ત્રીજી સંખ્યાને ગુણોત્તર કહે છે. ગુણોત્તર કાઢતી વખતે અગ્રસર અને ઉપાગ્રસર એમ બે રકમો હોય છે. પહેલી રકમ તે અગ્રસર અને બીજી રકમ તે ઉપાગ્રસર. અગ્રસરને ઉપાગ્રસરે ભાગતાં જે આવે તે ગુણોત્તર કહેવાય છે.

રીત :—૯ અને ૩ નું ગુણોત્તર કેટલું ? તો ૯ અગ્રસર અને ૩ ઉપાગ્રસર માટે ૯÷૩=૩ ગુણોત્તર. પણ ૩ અને ૯ નું ગુણોત્તર કરવું હોય તો ૩÷૯=૩/૯=૧/૩ ગુણોત્તર આવે.

## ગુણોત્તરના નિયમો.

(૧) અગ્રસરને ઉપાગ્રસરે ભાગવાથી ગુણોત્તર આવે.

(૨) અગ્રસર અને ઉપાગ્રસર એ બન્ને પદ એક જ જાતના હોવા જોઈએ. જો એક જ જાતનાં ન હોય તો તેને એક જ જાતનું સ્વરૂપ આપવું.

(૩) અગ્રસર અને ઉપાગ્રસર એ બન્નેને એક જ રકમે ગુણીએ અથવા ભાગીએ તો નવા ગુણોત્તરની કીંમતમાં કાંઈ વધારો ઘટાડો થતો નથી.

(૪) વિશેષ સંખ્યા અને વિશેષ સંખ્યાનું ગુણોત્તર સાદી સંખ્યા આવે.

## ગુણોત્તરમાં લાગુ પડે તેવાં કેટલાંક સળંગ કોષ્ટકો.

| | |
|---|---|
| ૮ નવટાંક=૧ શેર | ૧૬ વાલ=૧ મદીઆણો |
| ૮ પાંચશેરી=૧ મણ | ૧૬ અધોળ=૧ શેર |
| ૮ બેઆની=૧ રૂપિઓ | ૧૬ મણ=૧ કળશી |
| ૮ ફર્લાંગ=૧ મૈલ | ૩૨ વાલ=૧ તોલો |
| | ૩૨ સવાશેરી=૧ મણ |
| ૧૬ ઉપાઆના=૧ આનો | ૩૨ મણ=૧ બેડીઉં |
| ૧૬ આના=૧ રૂપિઓ | ૩૨ અર્ધા આના=૧ રૂપિયો |
| ૧૬ અઢીશેરી=૧ મણ | ૬૪ પૈસા=૧ રૂપિઓ |
| ૧૬ દ્રામ=૧ ઔંસ | ૨૫૬ ઉપાઆના=૧ રૂપિઓ |
| ૧૬ ઔંસ=૧ પૌંડ | ૨૫૬ વિશ્વાસ=૧ દોકડો |

ઉપર સિવાય બીજાં કેટલાંક કોષ્ટકો ધોરણ ૪' થાના મુખ ગણિતમાં. આવી ગયાં છે, માટે અહી આપવામાં આવ્યાં નથી.

---

# વિભાગ ૧ લો.

## નીચેની સંખ્યાનાં ગુણોત્તર કાઢો,

રૂપીઓ અને બેઆની
રૂપીઓ અને ૧૨ાા દોકડા
બેઆની અને પૈસો
માઇલ અને ફર્લાંગ
મણ અને પાંચશેરી
શેર અને નવટાંક
વરસ અને ૧ાા માસ
ગજ અને ૩ તસુ
વાર અને ૪ાા ઈંચ
ખાંડી અને ૨ાા મણ
ગાલી અને ૩ાા મણ
રૂપીઓ અને આનો
આનો અને ઉપાઆનો
મણ અને અઢીશેરી
ખાંડી અને ૧ા મણ
ગદીઆણો અને વાલ
મણ ૧ાા ૪ અને ૨ શેર
મણ અને અઢીપાશેરી
ગદીઆણો અને ૦ાા રતી

તોલો અને ૦ાા વાલ
રૂપીઓ અને ૬ા દોકડા
આનો અને ૬ા બદામ
દોકડો અને બદામ
બદામ અને વિશ્વાસી
ગજ અને ૧ાા તસુ
વાર અને ૨ા તસુ
રૂપિઓ અને ૬ પાઇ
પાવલી અને ૦ાા પૈસો
બેડીયું અને મણ
૨ આના ૮ પાઇ અને ૧ પાઇ
મણ અને ૧ા શેરી
દોકડો અને ૮ વિશ્વાસી
તોલો અને વાલ
રૂપિયો અને પૈસો
રૂપિયો અને ૦ાા પાઇ
દોકડો અને વિશ્વાસી
૩૨ શેર અને નવટાંક
પોંડ અને દ્રામ

---

## કોષ્ટકોનું પુનરાવર્તન.

(૧) મણના રૂપિયાભાર કેટલા?
(૨) મણના નવટાંકા કેટલા?
(૩) ખાંડીના શેર કેટલા?
(૪) ગદીઆણાની રતી કેટલી?
(૫) વર્ષના દિવસ કેટલા?
(૬) ચોકરના ગુંઠા કેટલા?
(૭) માઇલના પોલ કેટલા?
(૮) તોલાની રતી કેટલી?
(૯) કળશીના શેર કેટલા?
(૧૦) ગાલીની રાા શેરી કેટલી?
(૧૧) વીઘાના વસા કેટલા?
(૧૨) પૌંડના ક્રાઉન કેટલા?
(૧૩) ગજના તસુ કેટલા?
(૧૪) મણનાં અધોળાં કેટલા?
(૧૫) પૌંડના પેન્સ કેટલા?
(૧૬) ટનનાં પૌંડ કેટલા?

(૧૭) નીચેના રૂપિયાની કીંમત કાઢો.

૧/૨, ૧/૩, ૧/૫, ૧/૬, ૧/૧૦, ૧/૧૨, ૧/૨૦, ૧/૨૪, ૧/૨૫, ૧/૩૨, ૧/૪૦, ૧/૪૮, ૧/૫૦, ૧/૮૦, ૧/૯૬, ૧/૧૨૦.

(૧૮) ૧૨ાા×૧૨ાા અને ૨ાા×૨ાા નું ગુણોત્તર.

(૧૯) ૩ાા×૩ાા અને ૭×૭ નું ગુણોત્તર.

(૨૦) ગાંસડી અને રીમનું ગુણોત્તર.

(૨૧) ૧ા રૂપીઓ અને પાંચ આનાનું ગુણોત્તર.

(૨૨) ૪ તોલા અને ૨ ગદીયાણાનું ગુણોત્તર.

(૨૩) ગ્રોસ અને ડઝનનું ગુણોત્તર.

(૨૪) તોલો અને ૪ વાલનું ગુણોત્તર.

(૨૫) ૩ પૌંડ અને ૫ શિલીંગનું ગુણોત્તર.

(૨૬) ૪ પેન્સ અને ૭ શિલીંગનું ગુણોત્તર.

(૨૭) ૩ ગજ અને ૧ા તસુનું ગુણોત્તર.

(૨૮) ૫ વાર અને ૯ તસુનું ગુણોત્તર.

(૨૯) રતી અને તોલાનું ગુણોત્તર.

(૩૦) ૫ શેર અને ૪॥ પૈસાભારનું ગુણોત્તર.

---

## તમામ ગુણોત્તરમાં લાગુ પડતી રીતો.

### (૧) ભારે પરિમાણ ઉપરથી હલકા પરિમાણની કીંમત કાઢવી હોય તો.

ભારે પરિમાણની કીંમતને, ભારે પરિમાણ અને હલકા પરિમાણના ગુણોત્તરે ભાગવાં. તેથી ભાગાકાર ભારે પરિમાણની કીંમતની જાતનો આવશે.

**દા. ૧** ૩॥ રૂપીએ ૧ શેર તો શે. ०।= નું શું ?

**રીત**—૧ શેર=૮ નવટાંક માટે ૮÷૩=$\frac{૮}{૩}$ ગુણોત્તર આવ્યું તેવડે ૩॥ રૂપીઆને ભાગવા માટે

$\frac{૭}{૨}\times\frac{૩}{૮}=\frac{૨૧}{૧૬}$ રૂા. જવાબ ૧–૫–૦.

**દા. ૨.** ૨૬। રૂપીએ ખાંડી તો ૨॥ મણનું શું ?

**રીત**—૧ ખાંડી અને ૨॥ મણનું ગુણોત્તર ૮ થયું તે ૮ વડે ૨૬। રૂપીઆને ભાગીએ તો ૨૬।÷૮=$\frac{૧૦૫}{૩૨}$ તેથી જવાબ : રૂા. ૩–૪–૬.

### (૨) હલકા પરિમાણ ઉપરથી ભારે પરિમાણની કીંમત કાઢવી હોય તો.

હલકા પરિમાણની કીંમતને હલકા પરિમાણ અને ભારે પરિમાણના ગુણોત્તર વડે ભાગવા. તેથી જે ભાગાકાર આવશે તે હલકા પરિમાણની કીંમતની જાતનો આવશે.

**દા. ૧** ०)ના નવટાંક તો ૩॥ શેરનું શું ?

રીત—નવટાંક અને ૩॥ શેરનું ગુણોત્તર=$\frac{૧}{૨૮}$ તે વડે ૧॥ આનો=$\frac{૩}{૨}$ને ભાગીએ તો $\frac{૩}{૨}\times\frac{૨૮}{૧}$=૪૨ આના તેથી રૂા. ૨-૧૦-૦.

દા. ૨ ૦ાન્ાા નું રતી સોનું તો ૧ ગદી. નું શું ?

રીત—૧ રતી અને ૧ ગદીઆણાનું ગુણોત્તર $\frac{૧}{૪૮}$ આવે માટે $\frac{૧૧}{૨}$ આના×$\frac{૪૮}{૧}$=૨૬૪ આના એટલે ૧૬॥ રૂપીઆ જવાબ.

## દાખલા.

(૧) એક આનાનું અધોળ તો ૨॥ શેરનું શું ?

(૨) રૂપીઆનું ૨॥ શેર તો ખાંડીનું શું ?

(૩) રતીના રૂા. ૦)ન્ાા તો ૧ ગદીઆણાનું શું ?

(૪) રૂા. ૬। એ હજાર તો ૧૨૫ નંગનું શું ?

(૫) મહીને ૨૮॥ રૂપીઆ મળે તો ૧૦ દિવસનું શું ?

(૬) ૩ા વાલના રૂા. ૨। એસે તો ૩ા તોલાનું શું ?

(૭) રૂા. ૫૦ નું ૫ ખાંડી તો ૧૨॥ મણનું શું ?

(૮) રૂા. ૦)ન્ તું મણ તો ૯ રૂપીઆનું કેટલું ?

(૯) ૨૩॥ રૂપીઆનું ૧ મણ તો ૪॥ રૂપીઆનું કેટલુ ?

(૧૦) ૯ વરસના ૧૬૨ રૂપીઆ તો ૬ માસનું શું ?

(૧૧) ૫ અધોળના ૭ આના તો ૧૦ શેરનું શું ?

(૧૨) ૯ કાગળના ૬ પૈસા તો ૬ રૂપીઆના કેટલા ?

(૧૩) ૨૬॥ રૂપીએ તોલો તો ૨ વાલનું શું ?

(૧૪) ૧૭॥ રૂપીઆનું ૩॥ મણ તો ૭ શેરનું શું ?

(૧૫) ૪૦ નારંગીના રૂા. ૦॥ન્ તો ૭॥ રૂપીઆની કેટલી ?

# વિભાગ ૧ લો.

## ૮ નુ ગુણોત્તર આવે એવા કોષ્ટકો

| | |
|---|---|
| શેર ને નવટાંક | મૈલ અને ફર્લાંગ |
| મણ ને પાંચશેરી | ગદીઆણો ને ૨ વાલ |
| માસા અને રતિ | ખાંડી ને ૨॥ મણ |
| દિવસ અને પહોર | ગજ ને ૩ તસુ |

**ભારે ઉપરથી હલકાની કીંમત કાઢવી હોય તો.**

(૧) રૂપીઆથી બમણા આના.
(૨) આનાથી દોઢ ગણી પાઇ.
(૩) પૌંડથી ૨॥ ગણા શીલીંગ.
(૪) શીલીંગથી ૧॥ ગણા પેન્સ.

**હલકા ઉપરથા ભારેનો કીંમત કાઢવી હોય તો**

(૫) આનાથી અર્ધા રૂપિઆ
(૬) પાઇથી ⅔ ગણા આના અથવા ૮ ગણી પાઇ
(૭) શીલીંગથી ⅔ ગણા પૌંડ અથવા ૮ ગણા શીલીંગ
(૮) પેન્સથી ⅔ ગણા શીલીંગ

**દાખલાઓ**

(૧) ૩ રૂપીઆનું ૧ મણ તો ૩ પાંચશેરીનું શું ?

પહેલી રીત પ્રમાણે રૂપિઆથી બમણા આના માટે ૩×૨=૬ આનાનું પાંચશેર માટે. ૬×૩=૧૮ આના=રૂ. ૧)=નું ૩ પાંચશેર

(૨) ૯ આનાનું ૧ શેર તો ૩ નવટાંકનું શું ? બીજી રીત પ્રમાણે આનાથી દોઢ ગણી પાઇ માટે ૯×૧॥=૧૩॥ પાઇનું નવટાંક ૧૩॥×૩=૪૦॥ પાઇનું ૩ નવટાંક થયું માટે જવાબ રૂ. ૦-૩-૪॥ પાઈ.

(૩) ૪ પૌંડના ૧ ટન કોયલા તો ૧૨॥ હંડ્રવેટનું શું ? ૨॥ હંડ્રવેટ એ ટનનો $\frac{૧}{૮}$ છે માટે ત્રીજી રીત પ્રમાણે ૨॥ ગણા શીલીંગ તેથી ૪×૨॥=૧૦ શીલીંગના ૨॥ હંડ્રવેટ ૧૨॥ માં ૨॥ પાંચ વાર છે તેથી ૧૦×૫=૫૦ શીલીંગ=૨॥ પોંડ.

(૪) ૭ શીલીંગ ૧ દિવસની મજુરી તો ૩ પહોરનું શું ? ચોથી રીત પ્રમાણે ૭×૧॥=૧૦॥ પેન્સ એક પહોરના તેથી ૧૦॥×૩=૩૧॥ પેન્સ માં ૨॥ શીલીંગ ને ૧॥ પેન્સ.

(૫) ૩ આનામાં ફર્લાંગ લઇ જાય તો ૫ મૈલનું શું બેસે ? પાંચમી રીત પ્રમાણે ૩×૦॥=૧॥ રૂપીઆ ૧ મૈલનો થી ૧॥×૫=૭॥ રૂપીઆ જવાબ.

(૬) ૭ પાઇનું નવટાંક તો ૩ શેરનું શું ? છઠી રીત પ્રમાણે ૭×$\frac{૨}{૩}$=$\frac{૧૪}{૩}$ ગણા આના $\frac{૧૪}{૩}$×$\frac{૩}{૧}$=૧૪ આના અથવા ૭×૮=૫૬ પાઇનું ૧ શેર તેથી ૫૬×૩ એટલે ૧૬૮ પાઇનું ૩ શેર માટે ૧૬૮ પાઇ=૧૪ આના.

(૭) ૩ શીલીંગની ૨ આઉંસ દવા આવે તો ૭ પોંડનું શું ? સાતમી રીત પ્રમાણે ૩×$\frac{૨}{૫}$+$\frac{૬}{૫}$ પોંડની ૧ પોંડ દવા તોળીને મળે માટે $\frac{૬}{૫}$×$\frac{૭}{૧}$=$\frac{૪૨}{૫}$=૮$\frac{૨}{૫}$ પોંડ જવાબ એટલે ૮ પોંડ ને ૮ શાલીંગ.

અથવા બીજી રીત પ્રમાણે ૩×૮=૨૪ શીલીંગની એક પોંડ માટે ૨૪×૭=૧૬૮ શાલીંગ તેથી ૮ પોંડ ને ૮ શીલીંગ.

(૮) ૬ પેન્સનો ૩ તસુ તાર આવે તો ૫ ગજનું શું ? ૬×$\frac{૨}{૩}$ = ૪ શીલીંગનો ૧ ગજ માટે ૪×૫ = ૨૦ શીલીંગ=૧ પોંડ આવે.

## મનોયત્ન ૧

(૧) રૂ. ૧)≈નું શેર તો નવટાંકનું શું ?

(૨) ૫ શેર ગોળના રૂ. ૧)- તો મણનું શું ?

(૩) નવટાંક બીજના રૂ. ૦)≈ તો ૨ શેરનું શું ?

(૪) રૂ. ૧ા નાં શેર તીખાં મળે તો રૂ. ૦ાા≈ નાં કેટલાં ?

(૫) મણનાં ૩ા રૂપીઆ તો ૫ શેરનું શું ?

(૬) રૂ. ૧ા નું શેર તો ૧૫ રૂપીઆભારનું શું ?

(૭) ૩ા પાઇનું ૫ શેર તો મણનું શું ?

(૮) રૂ. ૦)≈ નું શેર તો રૂ. ૪ા નું કેટલું ?

(૯) ૨ા શેરના રૂ ૦)≈ તો ૦ા મણનું શું ?

(૧૦) રૂ. ૨ા એ મણતો ૧ા મણ ૫ શેરનું શું ?

(૧૧) રૂ. ૧ા≈ા નું મણતો ૩ાા મણ ૫ શેરનું શું ?

(૧૨) મણ ચોખાના રૂ. ૬)≈ તો ૨૫ શેરનું શું ?

(૧૩) ૫ શેર કારેલાંના રૂ. ૦)≈ા તો ૩ા મણનું શું ?

(૧૪) રૂપીઆની ૨ાા શેર ખાંડ તો શેર ૦-ાા નું શું બેસે ?

(૧૫) રૂ. ૦ા≈ માં એક માઇલ મુસાફરી થાય તો ૩ ફર્લાંગમાં કેટલી થાય ?

(૧૬) ૨ા શીલીંગમાં ૧ માઇલ મુસાફરી થાય તો ૩ માઇલ ૨ ફર્લાંગની મુસાફરીનું શું બેસે ?

(૧૭) રતીના રૂ. ૦ા- તો તો ૩ા માસાનું શું ?

(૧૮) ૫ પોલ જમીનનું ગણોત રૂ. ૦ા- તો ૭ રૂડનું શું ?

(૧૯) વર્ષ એકના રૂ. ૪૦ ભાડુતો ૪ા માસનું શું ?

(૨૦) ૧ા પૌંડમાં ૨ ઔંસ દવા મળેતો પોંડ દવાનું શું ?

(૨૧) કોથળા બાજરાના રૂ. ૨૧)= પડે તો ૦ાા મણ ૫ શેરનું શું ?

(૨૨) ગજ બનાતના રૂા. ૫ા પડે તો ૪ાા તસુનું શું ?

(૨૩) રૂ. ૧૪)= મણ ઘી મળે તો રૂ. ૨ાાા૦ા નું કેટલું મળે ?

(૨૪) રૂ. ૧૦ાાા નો મણ ગોળ તો રૂ. ૧ા-ાા નો કેટલો આવે ?

(૨૫) રૂ. ૧૧૩ાા નાં ભાર કાલાં તો ૭ાા૩ મણનું શું ?

---

## ૧૬ ગુણોત્તર આવે એવા કોષ્ટકો

| | |
|---|---|
| શેર ને અધોળ | ખાંડી ને ૧ા મણ |
| મણ ને અઢીશેરી | બેડીયું ને ૨ મણ |
| અઢીઆણોને વાલ | માઇલ ને ૨ ફર્લાંગ |
| ઓંસ ને ડ્રામ | ગુંઠા અને આની |
| પૌંડ ને ઓંસ | |

## ભારે ઉપરથી હલકાની કીંમત

(૧) રૂપીઆ જેટલા આના

(૨) આના જેટલા ઉપઆના

(૩) પૌંડથી સવાગણા શીલીંગ

(૪) શીલીંગથી પોણા પેન્સ

## હલકા ઉપરથી ભારેની કીંમત

(૧) જેટલા આના તેટલાજ રૂપીઆ.

(૨) જેટલા પૈસા તેટલાજ પાવલાં.

(૩) શીલીંગથી ૧૬ ગણા શીલીંગ.

(૪) ફાર્દીંગથી ૪ ગણા પેન્સ.

(૫) પાઈથી ૧/૧૨ ગણા રૂપીઆ. અથવા જેટલી પાઈ તેટલા જ આના, ને ચારગણી પાઈ.

---

## મનોયત્ન ૨.

(૧) રૂ. ૩ા નું શેર તો અધોળનું શું?
(૨) રૂ. ૨ાા નું શેર તો ત્રણ અધોળનું શું?
(૩) રૂ. ૩ાા નું શેર તો ૭ અધોળનું શું?
(૪) રૂ. ૧ાાા નું શેર તો ૭ાા રૂપીઆભારનું શું?
(૫) રૂ. ૨ા નું શેર તો ૧૨ાા રૂપીઆભારનું શું?
(૬) રૂ. ૪૩ ની ખાંડી તો ૧ા મણનું શું?
(૭) રૂ. ૨૩ા ની ૧૬ થાળી તો ૫ થાળીનું શું?
(૮) રૂ. ૧૧ા ના ૧૬ વાટકા તો ૧૭ વાટકાનું શું?
(૯) રૂ. ૧૨ાા નો ગદીઆણો તો ૩ વાલનું શું?
(૧૦) રૂ. ૧૩ાાનો ગદીઆણો તો ૭ વાલનું શું?
(૧૧) રૂ. ૫ાાા નો પૌંડ રંગ તો ૯ ઔંસનું શું?
(૧૨) રૂ. ૪ાા માં મૈલ મુસાફરી થાય તો ૧ાા ફર્લાંગનું શું?
(૧૩) તેર આને શેર તો ૩ અધોળનું શું?
(૧૪) સાત આને મણ તો ૧૫ શેરનું શું?
(૧૫) નવ આને એડીયું તો ૨ મણનું શું?
(૧૬) પાંચ આનાનાં ૧૬ નારંગી તો ૭ નારંગીનું શું?
(૧૭) ૧૩ પૌંડના ટન કોયલા તો ૧૧ હંડ્રવેટનું શું?
(૧૮) ૫ પૌંડમાં ૨ મૈલ તાર નંખાય તો ૧ ફર્લાંગનું શું?
(૧૯) ૩ શીલીંગની પૌંડ ખાંડ મળે તો ૧ ઔંસનું શું?

(૨૦) ૨ શીલીંગની ઓંસ ભુકી મળે તો ૧ દ્રામનું શું ?

[૨૧] રૂા. ૧)ની નું અઢી શેર તો ૧ મણનું શું ?

(૨૨) રૂા. ૦ાનું અધોળ તો ૧ાા શેરનું શું ?

(૨૩) ૨ાા શેરના ૩ પૈસા તો ૧ મણનું શું ?

(૨૪) રૂા. ૦)નાનું અધોળ તો રૂા. ૧)ના નું કેટલું ?

(૨૫) રૂા. ૧નું ૧ા શેર તો રૂા. ૦ાનું કેટલું ?

(૨૬) રૂા. ૧ નો ૭ શેર ગોળ તો ૩ આનાનો કેટલો ?

(૨૭) રૂા. ૧નું ૧ા શેર ઘી તો રૂા. ૦ાનું કેટલું ?

(૨૮) રૂા. ૧ નો ૨૭ શેર બાજરો તો ૯ આનાનો કેટલો ?

(૨૯) ૩ પૈસાનું ૧ાા શેર તો મણ ૦ાા ને ૪ શેરનું શું ?

(૩૦) ૨ાા શેરના ૨ પૈસા તો ૭ાા મણનું શું ?

(૩૧) રૂા. ૧૦૦નું વ્યાજ રૂા. ૩ મળે તો ૬ા રૂ.નું કેટલું ?

(૩૨) રૂા. ૨૦૦માં ૩૮૪ માણસો નભે તો ૩૮ માણસોને શું ખર્ચ આવે ?

(૩૩) રૂા. ૨૫નું વ્યાજ રૂ. ૦)ના તો રૂ. ૪૦૦નું કેટલું ?

(૩૪) રૂા. ૩ાાનું ગજ તો ૧ાા તસુનું શું ?

(૩૫) ૪ાા તસુના રૂ. ૦ાના તો ૨ાા ગજનું શું ?

(૩૬) રૂા. ૨૦ાાનાં હજાર તો રૂ. ૧ા ૦ાાનું કેટલું ?

(૩૭) રૂા. ૨૩ાા ભાર તો ૧ાા મણનું શું ?

(૩૮) રૂા. ૩ાાની ગુઠો જમીન તો ૫ આના જમીનનું શું ?

(૩૯) રૂા. ૦)નાનું ૨ાા શેર તો ૧ાા મણનું શું ?

(૪૦) બે પૈસાનું ૨ાા શેર તો રૂા. ૧ાાનું કેટલું ?

(૪૧) બે વાલના રૂા. ૦ાનાા તો તોલાનું શું ?

(૪૨) રૂા. ૭૩ા ની ખાંડી તો ૧ા મણનું શું ?

(૪૩) રબ્બરના સીક્કામાં ૧૬ અક્ષર ગોઠવતાં ૩ . આના બેસે તો ૭ અક્ષરનું શું ?

(૪૪) ૪ ખાટલાના પાયાનું કોચામણ ૯ આના લે તો ૫ પાયાનું શું ?

(૪૫) રૂા. ૨ાાની શેર મુસળી તો રૂા, ૨૧ની કેટલી આવે ?

---

## ૩૨ ગુણોત્તર આવે એવા કોષ્ટકો

| | |
|---|---|
| તોલો ને વાલ | (ટ્રાય) પૌંડ ને રૂપિઆભાર |
| મણ ને સવાશેરી | બેડીયું ને મણ |
| ૩૨ નંગ ને ૧ નંગ | કળશી ને અધમણ |
| શેર ને ૧ા રૂપિઆભાર | રૂપિઓ ને ૨ પૈસા |

## ભારે ઉપરથી હલકાની કીંમત.

(૧) રૂપીઆથી અરધા આના.
(૨) આનાથી અડધા ઉપઆના.
(૩) પૌંડથી ૭ા ગણા પેન્સ.
(૪) શીલીંગથી દોઢ ગણા ફાર્દીંગ,

## હલકા ઉપરથી ભારેની કીંમત.

(૧) આના તેથી બમણા રૂપીઆ.
(૨) પાઇથી ૬ઠા ભાગના રૂપિઆ,
(૩) ફાર્દીંગથી ૮ ગણા પેન્સ.
(૪) પૈસાથી અરધા રૂપિઆ.

## મનોયત્ન ૩

(૧) રૂા. ૧ાાનું મણ તો ૧ા શેરનું શું ?
(૨) રૂા. ૧૭નું મણ તો ૩ાા શેરનું શું ?

(૩) રૂા. ૧૨ા≈નું બેડીયું તો ૧ મણનું શું ?
(૪) રૂા. ૨૮ાાની કળશી તો ાા મણનું શું ?
(૫) રૂા. ૨૯ા≈ તોલો તો ૧ વાલનું શું ?
(૬) રૂા. ા≈નું શેર તો ૧ા રૂપિયાભારનું શું ?
(૭) ૩૨ જણના રૂા. ૪ાા≈ તો ૧ મણનું શું ?
(૮ રૂા. ા−નું ૧ા સવાશેર તો ૧ મણનું શું ?
(૯) ત્રણ પૈસાનું ૧ા રૂપિઆભાર તો ૧ શેરનું શું ?
(૧૦) મણના રૂા. ૧ા≈ા તો બેડીયાનું શું ?
(૧૧) અધમણના રૂા. ાાા− તો કળશીનું શું ?
(૧૨) વાલના રૂા. ાાા ાા તો તોલાનું શું ?
[૧૩] એક દાડમના પાંચ પૈસા તો ૩૨ દાડમનું શું ?
(૧૪) રૂ. ૧૯ાા નું મણ તો ૩૮ાાા શેરનું શું ?
(૧૫) રૂ. ૩૨ાા≈ તોલો તો રૂ. ૪)−ા નું કેટલું ?
(૧૬) વાલના રૂા. ાા≈ા તો રૂા. ૨ાાા≈નું કેટલું ?
(૧૭) ૩ પૈસાનું સવાશેર તો રૂ. ૨ાનું કેટલું ?
(૧૮) રૂા. ૧૮ાાા મણ તો રૂા. ૧)≈ાાાનું કેટલું ?
(૧૯) વાલના રૂ. ા≈ા તો ૧ાા ગ−૭ાા−વા−૧ાા રતીનું શું ?
(૨૦) રૂા. ૦)≈ાા નું ૧ા મણ તો ૧ા બેડીયાનું શું ?
(૨૧) રૂા. ૨૬ાાનું વીઘું તો ૧૨ાા કાઠીનું શું ?
(૨૨) હજારના રૂા. ૧૩) બેસે તો રૂ. ા≈ાાનું કેટલું ?
(૨૩) રૂા. ૧ાા≈નું ગજ તો ાાા તસુનું શું ?
(૨૪) ૨૫ શેરના રૂ. ાાા≈ તો ખાંડીનું શું ?
(૨૫) રૂા. ાાા નું પા શેર તો રૂ. ૨૪નું કેટલું ?

(२६) आा शेरना रु. ०।≈ तो ३ मणनुं शुं ?

(२७) रु. १००)नुं व्याज रु. ४ तो रु. ३)≈ नुं केटलुं ?

(२८) रु. ३)≈नुं व्याज रु. ०)≈ तो रु. १०० नुं व्या. शुं ?

(२९) रु. २॥ नुं ट्रोय पौंड माखण मळे तो रुपिभा० भारनुं शुं ?

---

## ६४ गुणोत्तर आवे एवां कोष्टको

| | |
|---|---|
| मण ने अढी पाशेर | रुपिओ ने पैसो |
| तोलो ने ०॥ वाल | माइल ने ५ पोल |
| बेडीयुं ने ०॥ मण | ६४ नंग ने १ नंग |

### भारे उपरथी हलकानी कींमत

(१) रुपीआ जेटला ज पैसा अथवा ० गणा आना.

२) आनाथी ० गणा उपा आना.

### हलका उपरथी भारेनी कींमत.

(१) आनाथी चार गणा रुपीआ.

(२) जेटला पैसा तेटला ज रुपीआ.

---

### मनोयत्न ४.

(१) रु. ४८॥ नुं बेडीयुं तो ०॥ मणनुं शुं ?

(२) रु. १३॥≈ नी कळशी तो १॥ मणनुं शुं ?

(३) रु. ०॥≈नुं अधमण तो बेडीयानुं शुं ?

(४) १० शेरना रु. ०)≈ तो बेडीयानुं शुं ?

(५) ३ पाशेरनुं वाल तो रु. १) नुं केटलुं ?

(૬) રૂ. ૯ાા નું ૨ાા વાલ તો ૫ તોલાનું શું ?

(૭) શેરનો પોણો આનો તો રૂ. ૩ નું કેટલું ?

(૮) ૪ પૈસાનું ૧૦ શેર તો રૂ. ૬ નું કેટલું ?

(૯) રૂ. ૬૨ાા ગદીઆણો તો ૧ વાલ ને ૦ાા રતીનું શું ?

(૧૦) ૬ પાઇનું પાંચશેર તો ૧૬ મણનું શું ?

(૧૧) ૩ શેરના રૂ. ૦)= તો રૂ. ૮) નું કેટલું ?

(૧૨) ૨૫ શેરના ૫ પૈસા તો ૦। બેડીયાનું શું !

(૧૩) એક પૈસાનાં ૪ કેળાં તો ૧ રૂ. નાં કેટલાં ?

(૧૪) રૂ. ૩) નાં ૧૨૮ નંગ તો પોણા આનાનાં કેટલાં ?

(૧૫) શેર ૩)= નાં રૂ. ૦)=ાા તો કોથળાનું શું ?

(૧૬) ૦ાા પૈસા વ્યાજ મેળવવા રૂ. ૩) રોકવા તો રૂ. ૦। વ્યાજ મેળવવા શું રોકવું ?

(૧૭) પૈસાનું ૧ા શેર તો ૨ મણનું શું ?

(૧૮) શે. ૦ાા= ના ૩ પૈસા ૧ મણનું શું ?

(૧૯) મણના રૂ. ૧૩ બેસે તો શે. ૦ાા= નું શું ?

(૨૦) ગજ ૨ાા ૪ તસુના રૂ ૩ તો ૨ તસુનું શું ?

(૨૧) ૬ પૈસામાં ૧ દિવસ કામ કરે તો રૂ. ૬) માં કેટલા દિવસ કરે ?

(૨૨) એક પૌંડ વજનના ૪ સીલીંગ તો ૦। ઔંસનું શું ?

(૨૩) ૪ પૈસાના ૬ તાવ તો ૩૨ કાગળનું શું ?

(૨૪) ૧૬ ધાના રૂ. ૪) તો ૩ રીમનું શું ?

(૨૫) રૂ. ૦ાાા= મણ ૧ાા ૪ શેર તો ૧ શેરનું શું.

## ૨૫૬ ગુણોતર આવે એવાં કોષ્ટકો.

| | |
|---|---|
| બેડીયું અને પાંચશેરી | રૂપીઆ અને ઉપઆનો |
| પીંડ અને દ્રામ | કળશી અને અઢીશેરી |

### ભારે ઉપરથી હલકાની કીંમત.

(૧) રૂપીઆ જેટલા જ ઉપઆના

(૨) આના જેટલાજ પર ઉપઆના

### હલકા ઉપરથી ભારેની કીંમત.

(૧) આનાથી ૧૬ ગણા રૂપીઆ

(૨) પૈસાથી ૪ ગણા રૂપીઆ

---

### મનોયત્ન ૫ મું.

(૧) રૂા. ૩૫) બેડીયું તો ૫ શેરનું શું ?

(૨) ૮૪) કળશી તો ૭ા શેરનું શું ?

(૩) ૧૧૨) બેડીયું તો ૧૨ા શેરનું શું ?

(૪) રૂા. ૨૩) કળશી તો ૨ા શેરનું શું ?

(૫) ૨૫ શેરના રૂા. ૦ાડ્ડ તો બેડીયાનું શું ?

(૬) રૂા. ૫૬) નો ગુંઠો તો ૦ા ચોરસ" આનાનું શું ?

(૭) રૂા. ૩) નું ૧૬ શેર તો ૩ અધોળનું શું ?

(૮) ૧૨ા શેરના ૧૦ પૈસા તો કળશીનું શું ?

(૯) રૂા. ૮ા નું મણ તો શેર ૦ાડ્ડનું શું ?

(૧૦) શેરના ૨ આના તો ૨ા માણી ને ૨ મણનું શું ?

(૧૧) રૂા. ૧૭) નું બેડીયું તો ૧ા મણનું શું ?

(૧૨) રૂા. ૪૦ તોલો તો રૂા. ૦)ના નું કેટલું ?

(૧૩) પૌંડ ૧-૧-૪ માઈલ ૪ માઇલની મુસાફરી થાય તો ૨ાા પૌંડની મુસાફરીનું ખર્ચ શું બેસે ?

(૧૪) એક આઉંસ દવાના ૨ શીલીંગ બેસે તો ૨ પૌંડ દવાનું શું બેસશે ?

(૧૫) રૂા. ૩૬ નું ભાર તો રૂા. ૦)ા નું કેટલું ?

(૧૬) રૂા. ૧)નું શેર ૧ાાા ઘી મળે તો ૨ મણનું શું ?

(૧૭) ૨૫૬ વાડકાના રૂા. ૩૪) બેસે તો ૯ વાડકાનું શું બેસે ?

(૧૮) શેર ૦ાા કેસરના રૂા. ૨૦ તો ૪ મણનું શું ?

(૧૯) ૨૫૬ રૂપીઆભાર રૂપું ગાળવાના રૂા. ૨ાા બેસે તો ૧૮ રૂપીઆભારનું શું બેસે ?

[૨૦] રૂા. ૧૨ વ્યાજ મેળવવાને રૂા. ૨૫૬ જોઇએ તો પોણો આનો વ્યાજ મેળવવાને શું જોઇએ ?

---

## વિભાગ ૨

### ૧૦ ગુણોતર આવે એવાં કોષ્ટકો.

| | |
|---|---|
| હજાર અને સેંકડો | રૂપીઓ અને ૧૦ દોકડા |
| ગાંસડી અને રીમ | મણ અને ૪ શેર |
| સેંકડો અને ૧૦ નંગ | ૧૦ નંગ અને ૧ નંગ. |

### ભારે ઉપરથી હલકાની કીંમત.

(૧) રૂપીઆથી દશ ગણા દોકડા.

(૨) આનાથી દશ ગણી બદામ.

(૩) પૌંડથી બમણા શીલીંગ.

## હલકા ઉપરથી ભારેની કીંમત

(૧) આનાથી અરધા રૂપીઆ ને બમણા આના.

(૨) પૈસાથી ૨।। ગણા આના.

(૩) શીલીંગથી અરધા પૌંડ.

---

## મનોયત્ન ૬

(૧) રૂ. ૩।।= હજાર તો ૧૦૦ નંગનું શું ?

(૨) રૂ. પ।≡ હજાર તો ૩૦૦ નંગનું શું ?

(૩) તેર આને હજાર તો ૧૦૦ નંગનું શું ?

(૪) સાત આને હજાર તો ૭૦૦ નંગનું શું ?

(૫) ૪ પૌંડની ગાંસડી કાગળ તો રીમનું શું ?

(૬) ૧૩।।। પાંડના ગાંસડી કાગળ તો ૭ રીમનું શું ?

(૭) દશ જણને રૂ. ૪।≡ મળે તો ૩ જણને શું ?

(૮) રૂ. ૨।।- સેંકડો તો ૩૦ નંગનું શું ?

(૯) ૪ શેરના રૂ. ૦।≡ તો ૧ મણનું શું ?

(૧૦) ૧૩ પૈસાનાં ૧૦૦ લીંબુ તો હજારનું શું ?

(૧૧) રૂ. ૪।।।= મણ તો ૧૨ શેરનું શું ?

(૧૨) ૫ પૈસાનાં ૧૦ કેળાં તો ૧૦૦ નું શું ?

(૧૩) રૂ. ૮૨। ખાંડી તો ૨ મણનું શું ?

(૧૪) રૂ. ૪।= રીમ કાગળ તો ૩ ગાંસડીનું શું ?

(૧૫) ૩ શીલીંગમાં ૪ ગુંઠા જમીન મળેતો ૧ એકરનું શું ?

(૧૬) ૨૦ ટીકીટનાં રૂ. ૩।। તો ૬ આનામાં કેટલી ટીકીટ આવે ?

(૧૭) ૧૦ નંગના ૬ પૈસા તો બસેંનું શું ?
(૧૮) ૪ શેર ઘઉં દળતાં ૫ પૈસા લે તો ૨ મણનું શું ?
(૧૯) ૩ દિવસના રૂ. ૧૫ તો મહીનાનું શું ?
(૨૦) ૧ માસ ૬ દિવસ એ વરસનો કેટલામો ભાગ છે ?

---

**૨૪૦ ગુણોતર આવે એવાં આંકો**

ગાલ્લી અને પાંચશેરી.
ભાર અને ૪ શેરી. (ભારના મણ ૨૪)
કપાશીઆનો ભાર ને ૧ શેર
રીમ અને ૨ કાગળ.

**ભારે ઉપરથી હલકાની કીંમત.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૬ અને | ૨૪૦ | ના | ગુણોત્તરમાં | ૪૦ | મા | ભાગની કીંમત. |
| ૮ અને | ૨૪૦ | ના | ગુણોત્તરમાં | ૩૦ | મા | ભાગની કીંમત. |
| ૧૦ અને | ૨૪૦ | ,, | ,, | ૨૪ | ,, | ,, |
| ૧૨ અને | ૨૪૦ | ,, | ,, | ૨૦ | ,, | ,, |
| ૧૫ અને | ૨૪૦ | ,, | ,, | ૧૬ | ,, | ,, |
| ૧૬ અને | ૨૪૦ | ,, | ,, | ૧૫ | ,, | ,, |
| ૨૦ અને | ૨૪૦ | ,, | ,, | ૧૨ | ,, | ,, |
| ૨૪ અને | ૨૪૦ | ,, | ,, | ૧૦ | ,, | ,, |
| ૩૦ અને | ૨૪૦ | ,, | ,, | ૮ | ,, | ,, |
| ૪૦ અને | ૨૪૦ | ,, | ,, | ૬ | ,, | ,, |
| ૪૮ અને | ૨૪૦ | ,, | ,, | ૫ | ,, | ,, |
| ૮૦ અને | ૨૪૦ | ,, | ,, | ૩ | ,, | ,, |

## હલકા ઉપરથી ભારેની કીંમત

(૧) આનાથી ૧૫ ગણા રૂપીઆ.

(૨) પૈસાથી ૩ાા ગણા રૂપીઆ.

(૩) પાઇથી ૧ા ગણા રૂપીઆ.

(૪) શીલીંગથી ૧૨ ગણા પૌંડ

(૫) પેન્સ તેટલાજ પૌંડ.

---

## મનોયત્ન ૭

(૧) રૂ. ૨૨ાા ગાલ્લી તો ૫ શેરનું શું ?

(૨) રૂ. ૩ાા રીમ તો ૪ કાગળનું શું ?

(૩) રૂ. ૦)= નું ૫ શેર તો ગાલ્લીનું શું ?

(૪) રૂ. ૮ાા ની માણી તો ૨ શેરનું ?

(૫) રૂ. ૫ા રીમ તો ૮ કાગળનું શું ?

(૬) ૫ શેરના રૂ. ૦)=ાા તો ગાલ્લીનું શું ?

(૭) ૨ શેરના રૂ. ૦)= તો માણીનું શું ?

(૮) રૂ. ૨૮ ની ગાલ્લી તો રૂ. ૦ાા= નું કેટલું ?

(૯) રૂ. ૦)-ાા નું ૧ શેર તો ૧ ખાંડી ને ૪ મણનું ?

(૧૦) ૬ મણના રૂ. ૨ાા તો ૧ શેરનું શું ?

(૧૧) ૨ પાઇનો ૧ કાગળ તો ૧૦ ધાનું શું ?

(૧૨) ૨૪૦ માણસો વચ્ચે ૫ મણ લાડુ જોઇએ તો ૬ માણુસ વચ્ચે કેટલો લાડુ જોઇએ ?

(૧૩) ૧ાા રીમના રૂ. ૨ા તો ૬ તાવનું શું ?

(૧૪) ૩ શેરનો એક પૈસો તો ૧ાા માણીનું શું ?

(૧૫) ૩ પેન્સમાં ૨ પાલા આવે તો ૪૮૦ શિલાણી શું બેસે ?

(૧૬) ૨ પાઉનાં ૩ શીંગુ તો રૂા. ૨॥ નાં કેટલાં શીંગુ આવે ?

---

## ૩૨૦ ગુણોત્તર આવે એવાં કોષ્ટકો

| | |
|---|---|
| મણને નવટાંક | કળશીને ૨ શેર |
| ખાંડીને ૨॥ શેરી | એડીયુને ૪ શેર |
| શેરને ૪ વાલ | મૈલને પોલ, |

## ભારે ઉપરથી હલકાની કીંમત

(૧) રૂપીઆથી ૫ ગણી બદામ;

(૨) આનાથી ૫ ગણી વિશ્વાસી.

(૩) પૌંડથી ૩ ગણા ફારદીંગ.

## હલકા ઉપરથી .ભારેની કીંમત

(૧) પૈસાથી ૫ ગણા રૂપિઆ.

(૨) આનાથી ૨૦ ગણા રૂપિઆ.

(૩) શીલીંગથી ૧૬ ગણા પૌંડ

૪ અને ૩૨૦ ના ગુણોત્તરમાં ૮૦ મા ભાગની કીંમત.

૮ અને ૩૨૦ ના ગુણોત્તરમાં ૪૦ મા ભાગની કીંમત.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ અને ૩૨૦ | ,, | ૩૨ | ,, | ,, |
| ૧૬ અને ૩૨૦ | ,, | ૨૦ | ,, | ,, |
| ૨૦ અને ૩૨૦ | ,, | ૧૬ | ,, | ,, |
| ૩૨ અને ૩૨૦ | ,, | ૧૦ | ,, | ,, |
| ૪૦ અને ૩૨૦ | ,, | ૮ | ,, | ,, |
| ૮૦ અને ૩૨૦ | ,, | ૪ થા | ,, | ,, |

## અભ્યાસ ૮ મું.

(૧) રૂ. ૭ા નું મણ તો શે ૦)= નું શું ?

(૨) રૂ. ૩ા નું મણ તો શે ૦)= નું શું !

(૩) રૂ. ૫ા= નું મણ તો શે ૦ા નું શું !

(૪) રૂ. ૩ા= નું મણ તો શે ૦ા=નું શું !

(૫) રૂ. ૨ાા નું મણ તો શે ૦ાા= નું શું !

(૬) રૂ. ૦)= માં ૧ માઇલ લઇ જાય તો ૧૬ પોલ અંતર આપવાને શું બેસે ?

(૭) રૂ. ૦ા=માં ૧ માઇલ લઈ જાય તો ૩ પોલનું શું ભાડું ?

(૮) રૂ. ૮ાા નું બેડીયું તો ૪ શેરનું શું ?

(૯) રૂ. ૧૪૯૩ નું શેર સોનું મળે તો ૪ વાલનું શું !

(૧૦) રૂ. ૪૦ાા નું શેર રૂપું તો રૂ. ભારનું શું !

(૧૧) રૂ. ૫૩ ની ખાંડી તો ૨ાા શેરનું શું ?

(૧૨) ૩ પૈસાની એક નારંગી તો ૩૨૦ નારંગીનું શું ?

(૧૩) દોઢ પૈસાનું શે. ૦)= તો એક મણનું શું ?

(૧૪) રૂ. ૦ાા- નું ૪ શેર તો બેડીયાનું શું ?

(૧૫) રૂ. ૦ા- નું ૨ાા શેર તો ખાંડીનું શું ?

(૧૬) ૪ શીલીંગમાં એક જોડ મોજાં ગુંથાવે તો ૩૨૦ જોડ મોજાનું શું બેસે ?

(૧૭) રૂ. ૨ાા= નું મણ તો ૫ રૂપીઆભારનું શું ?

(૧૮) રૂ. ૧૬૦૦ નું વ્યાજ રૂ. ૨૦ થયું તો રૂ. ૫) નું કેટલું વ્યાજ થશે ?

(૧૯) ૮ વર્ષમાં રૂા. ૨૦૦ બચાવ્યા તો ૯ દિવસમાં શું બચે?

(૨૦) રૂા. ૮ નું શેર તો ૦ાા અચ્છેરનું શું?

---

# વિભાગ ૩ જો.

## મનોયત્ન ૯ મું.

(૧) ૩૪૮ માં દશક કેટલા?

(૨) ૧૦૦ માંથી પાંચ પાંચ ઘટાડીને ૫ સુધી બોલો.

(૩) ૧૩૪૮ માં દરેક આંકડાની કીંમત કહો.

(૪) ૫૨૮ માં ૪૧૨ મેળવો.

(૫) ૬૨૯ માંથી ૩૦૦ બાદ કરો.

(૬) ૪૬૧ સાત વખત લઇએ તો કેટલા થાય?

(૭) ૨૭૩ ને ૩ વડે ભાંગો.

(૮) ૮૯૧ ને ૯ વડે ભાંગો.

(૯) ૩૦૦૦ ને ૩૫ વડે ગુણો.

(૧૦) ૨૮ પચીળનાં જોડકાં કેટલાં થાય?

(૧૧) ૯+૧૧+૧૫+૨૧+૨૯ નો સરવાળો કરો.

(૧૨) ૨૩ા માં શું નાખું તો ૩૦ થાય?

(૧૩) ૮૪ાા માં શું ભળે તો ૧૦૦ થાય?

(૧૪) ૧૭ાા+૧૭ાા+૧૭ાા એનો સરવાળો કરો.

(૧૫) દોઢ દશકો, સાડાચાર દશકા, સવાસાત દશકા માંડો.

(૧૬) પોણાબસેં, સાડાઆઠસેં, સવાબારસેં માંડો.

(૧૭) સાડાચાર હજાર, સવાનવ હજાર, પોણુસત્તર હજાર માંડી બતાવો.

(૧૮) સવાબે લાખ, સાડાપાંચ લાખ, અને પોણીઅઠ્ઠાવીસ લાખ કેમ લખાય ?

(૧૯) ૧૭૫ હજાર કેમ મંડાય ? ૩૨૭ લાખ કેમ મંડાય ?

(૨૦) ૩૨૫ પોણું કેટલાં ? ૧૩૪ અઢીયું કેટલાં ? ૨૦૮ સવાયું કેટલા ?

(૨૧) ૯ રૂપીઆની પાઇ કેટલી ?

(૨૨) ૨૨ વારના ઇંચ કેટલા ?

(૨૩) ૩૫ મણના શેર કેટલા ?

(૨૪) ૩૪ પાંચશેરીની સવાશેરી કેટલી ?

(૨૫) ૨૭ રૂપીઆના આના કેટલા ?

(૨૬) ૨૧૬ કયા કયા ઘડીઆમાં આવે છે ?

(૨૭) ૧૮૦ કયા કયા ઘડીઆમાં આવે છે ?

(૨૮) ૧૧ સત્તાં, ૧૨ સત્તાં, તેર સત્તાં, ચૌદ સત્તાં એમ ૪૦ સત્તાં સુધી બોલો.

(૨૯) ૧૩×૦ા, ૨૩×૦ા, ૩૩×૦ા, ૪૩×૦ા એમ દશ દશ વધારી ૯૩×૦ા સુધી બોલો.

(૩૦) ૨૨ પોણું=કેટલા પા કહેવાય ?

(૩૧) ૨૬ દોઢું=કેટલા અરધું કહેવાય ?

(૩૨) ૩૫ પા=કેટલા સવાયું કહેવાય ?

(૩૩) ૦ા થી ૨ાા કેટલા ગણા કહેવાય ?

(૩૪) ૧૨ અઢીયું=કેટલા પા કહેવાય ?

(૩૫) ૨૦ ગાડીયું કેટલા ગાડું કહેવાય ?

(૩૬) રૂ. ૩ા=ા ની કેટલા આના કહેવાય ?

(૩૭) રૂ. ૫ા=ાા ની કેટલા આના કહેવાય ?

(૩૮) રૂ. ૭ ની બેઆનીઓ કરો.

(૩૯) રૂ. ૭ાા ના આના કરો.

(૪૦) રૂ. ૩ાા ના દોકડા કેટલા થાય ?

(૪૧) ૧૧૦૦ દોકડાના કેટલા રૂપીઆ થાય ?

(૪૨) ૭૨૫ દોકડાના કેટલા રૂપીઆ થાય ?

(૪૩) ૯ આનાના કેટલા દોકડા થાય ?

(૪૪) ૧૧ આનાના કેટલા દોકડા થાય ?

(૪૫) રૂ. ૫ા~ ના કેટલા દોકડા થાય ?

(૪૬) ૩૭ા દોકડાના કેટલા આના ?

(૪૭) ૫૬ા દોકડાના કેટલા આના ?

(૪૮) ૮૨ દોકડા લેણાં થાય છે તો તેનું ચલણી નાણું શું લેવું ?

(૪૯) ૨૦ દોકડા પાછા આપવા છે તો શું દેવું ?

(૫૦) ૦ા= ની બદામો કેટલી ?

(૫૧) રૂ. ૩) ની બદામો કેટલી ?

(૫૨) ૫૮ બદામ હિસાબ પ્રમાણે લેણી નીકળે છે તો શું લેવું ?

(૫૩) લેખામાં રૂ. ૬૨ાા=ા ૧૩ દોકડા ૨૨ બદામ જવાબ આવ્યો તો એકંદર ચલણી નાણું શું થયું ?

(૫૪) શેરનો બીજો ભાગ, શેરનો ત્રીજો ભાગ, ચોથો ભાગ પાંચમો ભાગ, છઠ્ઠો ભાગ કેટલો કહેવાય ?

(૫૫) શેરનો સાતમો ભાગ, આઠમો ભાગ, નવમો ભાગ

દશમો ભાગ કેટલો કહેવાય ?

(૫૬) પાંચ પૈસાનું શેર તો ૩ પૈસાનું કેટલું ?

(૫૭) ૯ પૈસાનું શેર તો ૭ પૈસાનું કેટલું ?

(૫૮) ૬ આનાનું શેર તો રૂા. ૧ નું કેટલું ?

(૫૯) ૬ પૈસાનું શેર તો રૂા ૧) નું કેટલું આવે ?

(૬૦) ૧૦ પૈસાનું શેર તો રૂ ૦ાા નું કેટલું આવે ?

(૬૧) ૩ આનાનું મણ તો ૨ રૂપીઆનું કેટલું ?

(૬૨) તેર આનામાં શું ઉમેરીએ તો રૂા ૨) થાય ?

(૬૩) મણ ૦ાા ૭ એ ૧ાા મણમાં કેટલું ઓછું.

(૬૪) બાર અધોળ કેસર ૩૦ દેવસ્થાનમાં વહેંચતાં દરેક ઠેકાણે કેટકેટલું આપવું ?

(૬૫) ૩ાા×૩ાા; ૧૦ાા×૧૦ાા, કેટલા થાય ?

(૬૬) ૭૮ રૂપીઆ વર્ષનો પગાર તો ૫ માસનું શું ?

(૬૭) રૂ ૦)=ાા નો તોલો ૨ માસાનું શું ?

(૬૮) રૂ ૧)= નું ૧ા શેર તો રૂ ૦)ના નું કેટલું ?

(૬૯) ૨ા ખાંડીના રૂ ૫૪ાા તો રૂા. ૪ાા~ નું કેટલું ?

(૭૦) બે માસનું રૂ ૩૪) વ્યાજ તો ૫ દિવસનું કેટલું ?

(૭૧) રૂા. ૫ા ગજ બનાત તો ૧ાા ગજ ને ૨ તસુનું શું ?

(૭૨) રૂા. ૭૧ નાં બાર કાલાં તો રૂા. ૧૩ા~ નાં કેટલાં ?

(૭૩) ૧ાા કળશીના રૂ ૧૩ાા બેસે તો રૂ. ૨ાાના નું કેટલું આવે ?

(૭૪) એક કાગળનો ૦ાા પૈસો તો ૩ પા ને ૨ કાગળનું શું ?

(૭૫) ૪ મહીનાનું રૂ. ૧૭ા વ્યાજ તો ૫ દિવસનું કેટલું ?

(૭૬) રૂ. ૧૩ાા નો ગદીઆણો તો ૧ રતીનું શું ?

(૭૭) ૨ાા શેરના રૂ. ૦)ના તો ૩ મણનું શું ?

(૭૮) ૧ા વસા જમીનનું ગણોત રૂ. ૮ા~ તો ૩ વીઘાનું શું ?

(૭૯) ૧ા શેરના રૂ. ૦ા= તો ૧ાા મણનુ શું ?

(૮૦) ૫ ભારના રૂ. ૪૦૦) તો ૦ાા મણનું શું ?

(૮૧) રૂ. ૨૨ાા નો તોલો તો ૧ રતીનું શું ?

(૮૨) રૂ. ૧૩૦ એ ભાર તો ૦ા મણનું શું ?

(૮૩) રૂ. ૩ા એ ૧ ગજ તો ૦ા તસુનું શું ?

(૮૪) રૂ. ૦ાા= નું રોજ તો ૩ માસ ને ૬ દિવસનું શું ?

(૮૫) ૭ પાઇનું ૫ શેર તો રૂ. ૩ાા નું કેટલું ?

(૮૬) રૂ. ૭ાા ની કોડી તો ૩ નંગનું શું ?

(૮૭) રૂ. ૫૬ા ની ખાંડી ને ૨ાા મણ બાજરો તો રૂ. ૧ા ના કેટલો ?

(૮૮) ૩ાા મણના રૂ. ૫ા એસ તો ૧ ખાંડીનું શું.

(૮૯) રૂ. ૨૬૨ાા નું વીઘું તો ૩ાાા વીઘા ૨ાા વસા ને ૫ કાડીનું શું.

(૯૦) રૂ. ૦)ના ના ધા કાગળ તો રીમનું શું.

(૯૧) રૂ. ૯૫) ના ટન કોલસા તો ૪ હંડ્રવેટનું શું ?

(૯૨) રૂ. ૦ા૦ાા નું હંડ્રવેટ તો ૧ાા ટનનું શું ?

(૯૩) ૨ રૂપીઆભારના રૂ. ૦ા= તો ૫ શેરનું શું ?

(૯૪) રૂ. ૫ાા= માં ૪૦ દિવસ કામ કરવું તો ૧૩ દિવસનું શું મળે ?

(૯૫) રૂ. ૨૬ા નું ૧ શેર કેસર તો રૂ. ૦ા~ નું કેટલું ?

(૯૬) ૩ શેરના રૂ.૨ા~ાા તો ૩ મણનું શું ?

(૯૭) રૂા. ૧૨ાાનાં હજાર તો ૨૫ નંગનું શું ?

(૯૮) રૂ. ૩)ાાનાં ૧૨૦ નંગ તો રૂ. ૦)~નાં કેટલા ?

(૯૯) રૂ. ૪) એક ફર્લાંગનું ભાડું તો ૬ પોલનું શું ?

(૧૦૦) રૂ. ૩૨ાા એ ૨ાા ગદીઆણા તો ૫ વાલનું ?

(૧૦૧) રૂા. ૪ાનાં હજાર તો ૧૨૦ નંગનું શું ?

(૧૦૨) રૂ. ૦ાાાની એક સ્લેટ તો ૧૦૦ સ્લેટનું શું ?

(૧૦૩) રૂ. ૪ાા~ સેંકડો તો ૫૨ નંગનું શું ?

(૧૦૪) ૩ માસ ૧૦ દિવસનું વ્યાજ રૂા. ૨૭ થાય તો ૮ માસનું કેટલું થાય ?

(૧૦૫) ૨ાા મણ દુધના રૂ. ૬) બેસે તો ૭ શેરનું શું ?

(૧૦૬) રૂ. ૮૨ાાના ગાલ્લી ઘઉં તો ૩ મણનું શું ?

(૧૦૭) રોજના રૂ. ૧)~ તો માસિક પગાર શું ?

(૧૦૮) મહીનાનું વ્યાજ રૂ. ૧૮ થાય તો ૯ દિવસનું કેટલું ?

(૧૦૯) ૭ાા શેર ઘીના રૂ. ૭ બેસે તો ૦ા શેરનું શું ?

(૧૧૦) રૂ. ૩ાાાના ૨ાા ડઝન તો ૧૧ નંગનું શું ?

(૧૧૧) રૂ, ૧૪૨ાા એ ભાર તો ૮ શેરનું શું ?

(૧૧૨) રૂ. ૪૩ાાનું ૩ મણ તો ૧ શેરનું શું ?

(૧૧૩) રૂ. ૦ા~નું ૩ શેર શાક તો ૯ મણનું શું ?

(૧૧૪) બે પૈસામાં ૫ શેર કાલાં ફોલે તો ૧૫ મણનું શું ?

(૧૧૫) રોજની ૭ પાઇ બચે તો વર્ષનું શું બચે ?

(૧૧૬) રૂ. ૧૮૦નું વર્ષ તો ૩ દિવસનું શું ?

(૧૧૭) ૪ દિવસમાં રૂ. ૦ાાા~ બચાવું તો ૪ વર્ષમાં કેટલું બચાવાય ?

(૧૧૮) પાંચ પાશેરના શેર મુળા તો ૯ મણનું શું ?

(૧૧૯) રૂ. ૧૦) માં ૩૦ ડઝન પેન આવે તો રૂ. ૦)= ની કેટલી ?

(૧૨૦) રૂ. ૩ાા=ની ગ્રોસ પેનસીલ તો ૪ ડઝનનું શું ?

(૧૨૧) રૂ. ૭૬ાા ના ટાંક મોતી મળે તો ૭ રતીનું શું ?

[૧૨૨) ૧ાા તોલા સોનાના રૂ. ૩૩ બેસે તો રૂા. ૦ાના કેટલું ?

(૧૨૩) રૂ. ૦ા ૨ પાઇનું ૧ રતી તો ૨ાા તોલાનું શું ?

(૧૨૪) ૩ શેરના રૂા. ૨ાા= તો ૨ અધોળનું શું ?

(૧૨૫) રોજના ૨ાા આના પગાર મળે તો ૩ માસને ૬ દિવસનું શું ?

(૧૨૬) રૂ. ૧૩ાાા એ રીમ તો ૭ ધાનું શું ?

(૧૨૭) રૂા. ૩ાા ની શેર એલચી મળે તો ૭ાા રૂપીઆભારનું શુ ?

(૧૨૮) રૂ. ૩ના હજાર તો ૨૭૦ નંગનું શું ?

(૧૨૯) રૂ. ૦ા=નાં ૪ શ્રીફળ તો ૧૦૦નું શું ?

(૧૩૦) ૩ મણ ઘઉંનાં રૂા. ૬૧ા બેસે તો ૦ાા આ-ળીનું શું ?

(૧૩૧] ૩ દિવસનું રૂા. ૨૧ાાા= ખર્ચ તો ૧ વર્ષનું શું ?

(૧૩૨) ૧ વાલ સોનાના રૂા. ૦ાા=ા તો ૨ાા તોલાનું શું ?

(૧૩૩) ૩ પૈસે તોલું બોર મળે તો ૧ાા ગાલીનું શું ?

(૧૩૪) રોજનો રૂ. ૨ા કમાઉ તો વર્ષ હાડે રૂા. ૪૭) બચાવવાને રોજ કેટલું ખર્ચ કરવું ?

(૧૩૫) ળા પૌંડનું ૧॥ ટન તો ૩॥ હંડ્રવેટનું શું ?

(૧૩૬) ૧l મણના રૂ. ૪॥≈ રૂ. તો ૧૧૧ માં કેટલું આવે ?

(૧૩૭) રૂ. ૩॥નું ૩ શેર તો શે૦)‒ નું શું બેસે ?

(૧૩૮) રૂ. ૪॥ નું ગજ તો ૦l તસુનું શું ?

(૧૩૯) ૦॥ શેરના રૂ. ૦l≈ બેસે તો ૧l મણનું શું ?

(૧૪૦) નવટાંકના રૂ. ૦)≈ તો ૨૫ શેરનું શું ?

(૧૪૧) ૮ પાઇની ૩ દીવાસળીની પેટી તો રૂ. ૪ ની કેટલી ?

(૧૪૨) ૧॥ શેરના રૂ. ૦॥‒ તો ૧l મણનું શું ?

(૧૪૩) રૂ. ૧૪)‒ નાં ૯૦ નંગ તો ૨l‒॥ નાં કેટલાં ?

(૧૪૪) ૪ મણના રૂ. ૧)‒l તો બેડીયાનું શું ?

(૧૪૫) ૩ મણનાં રૂ. ૩॥≈ તો એક શેરનું શું ?

(૧૪૬) ગજના રૂ. ૨॥ તો રૂ. ૦l‒ નું કેટલું ?

(૧૪૭) રૂ. ૨૯॥ નો તોલો તો ૪ વાલનું શું ?

(૧૪૮) ૩ વાલના રૂ. ૨॥≈l તો પોણા તોલાનું શું ?

(૧૪૯) ૭ તસુના રૂ. ૦l‒l તો ૨ ગજ ને ૨ તસુનું શું ?

(૧૫૦) રૂ. ૧૨॥ નો સેંકડો તો રૂ. ૧ નાં કેટલાં નંગ ?

(૧૫૧) રૂ. ૨l≈॥ ના ૨૫ નંગ તો ૨ સેંકડાંનું શું ?

(૧૫૨) રૂ. ૩l≈ નું શેર તો શે. ૦)≈ નું શું ?

(૧૫૩) રૂ. ૫)≈ નું મણ તો ળા શેરનું શું ?

(૧૫૪) રૂ. ૮l એકર તો ૫ ગુંઠાનું શું ?

(૧૫૫) ભારના રૂ. ૨૫॥ તો ૩ મણનું શું ?

(૧૫૬) રૂ. ળા ના ભાર તો રૂ. ૦॥≈॥ નું કેટલું ?

(૧૫૭) ૨ ડઝનના રૂ. ૦ાા≈ તો રૂ. ૯)ના નાં કેટલા નંગ !

(૧૫૮) રૂ. ૩ાા નું ફુટ તો ૧ાા ઈંચનું શું ?

(૧૫૯) રૂ. ૫૬ા નો મહીનો તો રૂ. ૩ાા માં કેટલા દિવસ રહેવું ?

(૧૬૦) રૂ. ૧૬ાા≈ નો મહીનો તો ૭ દિવસનું શું ?

(૧૬૧) શો. ૦)ાા અધોળના રૂ. ૦)ાા તો ૩ શેરનું શું ?

(૧૬૨) રૂ. ૪૫) નું વર્ષ તો ૦ાા મહીનાનું શું ?

(૧૬૩) રૂ. ૦ા નું શેર તો અધોળનું શું ?

(૧૬૪) રૂ. ૦ાા નું શેર તો રૂ. ૦)૦ાા કેટલું ?

(૧૬૫) રૂ. ૧ાા≈ તોલો તો ૨ વાલનું શું ?

(૧૬૬) રૂ. ૧૭ાા નો સેંકડો તો રૂ. ૧ાા નાં કેટલાં નંગ.

(૧૬૭) રૂ. ૧૨ાા ગ્રોસ તો ૯ નંગનું શું ?

(૧૬૮) રૂ. ૧૬ા કોથળો તો ૧૨ાા શેરનું શું ?

(૧૬૯) રૂ. ૬૨ાાના હજાર તો રૂ. ૩ાાાા નાં કેટલાં નંગ.

(૧૭૦) રૂ. ૪ાા નું ૩ાા ગજ તો રૂ. ૦ા૦ાા નું કેટલું ?

(૧૭૧) રૂ. ૧ાા ના ૮ નંગ તો રૂ. ૦ાા નાં કેટલાં નંગ.

(૧૭૨) રૂ. ૨ા માસો તો રતીનું શું ?

(૧૭૩) શેરના રૂ. ૦)≈ તો શેર ૧ા≈ નું શું ?

(૧૭૪) રૂ. ૦ા એક શેર ભરૂ તો ૫ અધોળનું શું ?

(૧૭૫) રૂ. ૦ાા શેર તો રૂ. ૦ાાા નું કેટલું ?

(૧૭૬) ૧ાા શેર દુધના ૦)ાાા તો ૧ પૈસાનું કેટલું ?

(૧૭૭) દોઢ પાશેરની ૫ પાઇ તો ૫ આનાનું કેટલું ?

(૧૭૮) રૂ. ૩)નું મણ તો રૂ. ાઙ્મા નું કેટલું ?

(૧૭૯) મણ મરચાંના રૂ. ૧)ન્ના બેસે તો રૂ. ૧ાઙ્મા નાં કેટલાં આવે ?

(૧૮૦) નવટાંકનો રૂ. ૦)~ તો રૂ. ૨)~ માં કેટલું આવે ?

(૧૮૧) ૩ા પૈસાનું ૩ શેર મળે તો રૂ. ૦ા~ નું કેટલું ?

(૧૮૨) ૧ા ઔંસ દવાની કિંમત ૨ા શીલીંગ બેસે તો પૌંડ ૧ ને ૪ શીલીંગની કેટલી આવે ?

(૧૮૩) રૂ. ૧૨૫) એ ભારતો ૪ા મણનું શું ?

(૧૮૪) રૂ. ૧૫ાા~ હજાર તો ૧૨૮ નંગનું શું ?

(૧૮૫) રૂ. ૩ા નું શેર તો અધોળનું શું ?

(૧૮૬) રૂ. ૧૪) કળશી તો ૪ મણનું શું ?

(૧૮૭) ૧૫ પૈસાનું વાલ તો ગદીઆણાનું શું ?

(૧૮૮) ૩ાા શેરના રૂ. ૦ઙ્મા તો ૧ મણનું શું

(૧૮૯) એક રૂપીઆનું ૧૨ શેર તો ૦ાા શેરનું શું ?

(૧૯૦) રૂ. ૦ાા~ વાલ તો ૧ા તોલાનું શું ?

(૧૯૧) રૂ. ૦)~ાા ૨ પાઅનું ૨ાા શેર તો ૦ા શેરનું શું ?

(૧૯૨) મણ અધોળના રૂ. ૦)~ તો ૬ શેરનું શું ?

(૧૯૩) રૂ. ૦)~નું ૧૦ાા શેર તો રૂ. ૦ા~ નું કેટલું ?

(૧૯૪) રૂ. ૫ાા~નું મણ તો રૂ. ૦)ન્ન નું કેટલું ?

(૧૯૫) અધોળનો રૂ. ~ા તો રૂ. ૧ાા~ નું કેટલું ?

(૧૯૬) રૂ. ૧૭ાા~ કળશી તો રૂ. ૧)ન્ના ૨ાા પાઅનું કેટલું ?

(૧૯૭) રૂ. ૪૨) નું વર્ષ તો ૦ાા મહીનાનું શું ?

(૧૯૮) રૂ. ૧૧। મહીનો તો રૂ. ૨।।ઽ માં કેટલા દિવસ રહેશું.

(૧૯૯) ૪।। તસુના રૂ. ૦।૦।। તો ૩ ગજનું શું ?

(૨૦૦) રૂ. ૩૫) સેંકડો તો ૨૬ નંગનું શું ?

(૨૦૧) રૂપીઆનું ૨।। શેર તો ખાંડીનું શું ?

(૨૦૨) રૂ. ૫૦) નું ૫ ખાંડી તો ૧૭।। મણનું શું ?

(૨૦૩) ૯ વરસના ૧૬૨) રૂપીઆ તો ૬ માસનું શું ?

(૨૦૪) ૯ કાગળના ૬ પૈસા તો રૂપીઆના કેટલા ?

(૨૦૫) ૪૦ નારંગીના રૂ. ૦।।ઽ તો ૭।। રૂ. ની કેટલી ?

(૨૦૬) નવટાંક મીંજના રૂ. ૦।।ઽ તો ૨ શેરનું શું ?

(૨૦૭) રૂ. ૦)≡। નું શેર તો રૂ. ૪।। નું કેટલું ?

(૨૦૮) રૂપીઆની ૨।।। શેર ખાંડ તો શી. ૦।~।। નું બેસે ?

(૨૦૯) રતીના રૂ. ૦।~ તો ૩। માસાનું શું ?

(૨૧૦) ૧। પૌંડમાં ૨ આંઉસ દવા મળે તો પૌંડ દવાનું શું ?

(૨૧૧) રૂ. ૧।।। નું શેર તો ૭।। રૂપીઆભારનું શું ?

(૨૧૨) રૂ. ૧૧।ના ૧૬ વાડકા તો ૭ વાડકાનું શું ?

(૨૧૩) સાત આને મણ તો ૧૫ શેરનું શું ?

(૨૧૪) ૧૩ પૌંડમાં ૮ન કોયલા મળે તો ૧। હંડ્રવેટનું શું ?

(૨૧૫) રૂ. ૧) નો ૨૭ શેર બાજરો તો ૫ આનાનો કેટલો ?

(૨૧૬) ૭।। તસુના રૂ. ૦।ૹ।। તો ૨।। ગજનું શું ?

(૨૧૭) રૂ. ૩।।~ ની ગુંઠો જમીન તો ૫ આનાની જમીનનું શું ?

(૨૧૮) બે પૈસાનું ૨।। શેર તો રૂ. ૧।।~ નું કેટલું ?

(૨૧૯) રૂ. ૨૯ાાર્ગ તોલો તો ૧ વાલનું શું ?

(૨૨૦ ૩૨ જણના રૂ. ૪૦ાાર્ગ તો ૧ જણનું શું ?

(૨૨૧) ૩ પૈસાનું ૧ા શેર તો રૂ. ૨ા નું કેટલું ?

(૨૨૨) રૂ. ૨૬ાા નું વીઘું તો ૧૨ાા કાઠીનું શું ?

(૨૨૩) રૂ. ૧ાાર્ગ નું ગજ તો ૦ાાા તસુનું શું ?

(૨૨૪) રૂ. ૧૦૦) નું વ્યાજ ૪) રૂ. મળે તો રૂ. ૩)ર્ગ નું કેટલું ?

(૨૨૫) રૂ. ૨ાા નું (ટ્રાય) પૌંડ માખણ મળે તો રૂપીઆભારનું શું ?

(૨૨૬) રૂ. ૪૮ાા નું ખેડીયું તો ૦ાા મણનું શું ?

(૨૨૭) ૩ પાઇનું વાલ તો રૂ. ૧) નું કેટલું ?

(૨૨૮) રૂ. ૧૨ાા ગદીઆણો તો ૧ વાલ ૦ાાા રતીનું શું ?

(૨૨૯) શે. ૦ાાર્ગ ના ૩ પૈસા તો ૧ મણનું શું ?

(૨૩૦) ૧૬ ધા ના ૪ રૂપીઆ તો ૩ રીમનું શું ?

(૨૩૧) રૂ. ૮૪ની કળશી તો ાા શેરનું શું ?

(૨૩૨) ૧૨ાા શેરના ૧૦ પૈસા તો કળશીનું શું ?

(૨૩૩) શેરના ૨ આના તો ૨ાા માણી ને ૨ મણનું શું ?

(૨૩૪) રૂ. ૪૦ એ તોલો તો રૂ. ૦)ર્ગાા નું કેટલું ?

(૨૩૫) ૨૫૬ રૂપીઆભાર રૂપું ગાળવાના રૂ. ૨ાા બેસે તો દસ રૂપીઆભારનું શું બેસે ?

(૨૩૬) રૂ. ૩ાર્ગ નું હજાર તો ૧૦૦ નંગનું શું ?

(૨૩૭) તેર આને હજાર તો ૧૦૦ નંગનું શું ?

(૨૩૮) ૧૩ાા પૈંડના ગાંસડી કાગળ તો ૭ રીમનું શું ?

(૨૩૯) ૩ શીલીંગમાં ૪ ગુંઠા જમીન મળે તો ૧ એકરનું શું ?

(૨૪૦) ૨૦ ટીકીટના રૂ. ૩ાા બેસે તો ૬ આનામાં કેટલી ટીકીટ આવે ?

(૨૪૧) રૂા. ૩૨ાા ની ગાલ્લી તો ૫ શેરનું શું ?

(૨૪૨) ૨ શેરના બે આના તો માણીનું શું ?

(૨૪૩) ૬ મણના રૂ. ૨ાા તો ૧ શેરનું શું ?

(૨૪૪) ૨૪૦ માણસ વચ્ચે ૫ મણ લાડુ જોઈએ તો ૬ માણસ વચ્ચે કેટલો જોઈએ ?

(૨૪૫) ૩ શેરનો એક પૈસો તો ૧ાા મણનું શું ?

(૨૪૬) રૂ. ૭ાા નું મણ તો રૂ. ૦)નું શું ?

(૨૪૭) રૂ. ૦ાક માં માઈલ લઈ જાય તો ૩ પોલનું શું ભાડું ?

(૨૪૮) રૂ. ૦ાા~ નું શેર તો બેડીયાનું શું ?

(૨૪૯) દોઢ પૈસાનું નવટાંક તો ૧ મણનું શું ?

(૨૫૦) રૂ. ૧૬૦૦) નું વ્યાજ રૂ. ૨૦ થયું તો રૂ. ૫) નું કેટલું વ્યાજ થશે ?

———:૦:———

# વિભાગ ૪ થો

## કોરડા

(૧) આવો પંડયાજી ચાવો પાન એક પાઇનાં દશ પાન તો ૧૦) રૂપીઆમાં કેટલા પાન. ?

(૨) પંદર મણનો પાણો, ઉપર બેઠો ભાણો, રોજ અધોળ કાપે તો કેટલા દહાડે કપાઇ રહે ?

(૩) એક વડ. તેને ૯ થડ. એકેક થડે નવનવ ડાળો, ડાળે ડાળે નવ નવ બગ, તેના કુલ કેટલાં પગ ?

(૪) એક ખાડામાં સો પાડા, એકેક પાડા પર સો. સો બગ, તેના કુલ કેટલા પગ. ?

(૫) દશ ઘર બાંધ્યા જોડાજોડ, નરનારીનાં પૂર્યા કોડ. એકેક ઘરના બબ્બે કરા દશ ઘરના કુલ કેટલા કરા ?

(૬) પટેલ પટલાણી બે, રોટલા મૂકયાં ત્રણ, કાપકૂપ કર્યા વિના સરખા વહેંચી આપો.

(૭) બાપા બેટી લાડકી ફોફળ માગે ચાર હાટે હાટે ચોગણા આઠ હાટે લેનાર.

(૮) કઈ સંખ્યાને ૨ થી અનુક્રમે ૧૦ સુધી ભાંગતાં દરેક ભાગાકારમાં એકેક વધે અને ૧૧ ભાગતાં કાંઇ પણ ન વધે.

(૯) એક બાગમાં એક કાછીઓ ગયો. તેની વચમાં સાત ચોકીઓ હતી. તે દરેક ચોકીવાળા સાથે એવો ઠરાવ કર્યો કે બગીચામાંથી જેટલાં ફૂળ લાવુ તેમાંથી અરધો અરધ ચોકીદારને આપી તેની પાસેથી એક પાછું લઇ લેવું, એમ સરત પ્રમાણે

આવતાં છેવટે તેની પાસે બે ફળ રહ્યાં તો બગીચામાં કેટલાં લીધેલાં.

(૧૦) રૂથી બમણો ગોળ, અને રૂથી અર્ધ ગણું ઘી આવે છે. તો પાંચ શેર રૂ માંથી પાંચ શેર ભાર લાવો.

(૧૧) એક મણ લોઢામાંથી એવા ચાર કાટલાં બનાવો કે તે વડે ૧ શેરથી ૪૦ શેર સુધી તોળી શકાય.

(૧૨) એક મોતીની માળા છે. તેમાંથી બબ્બે દાણા ગણતાં ૧ વધે છે. ત્રણ ત્રણ દાણા ગણતાં ૨ વધે છે, ચાર ચાર દાણા ગણતાં ૩ વધે છે, પાંચ પાંચ ગણતાં ૪ વધે છે, છ છ ગણતાં ૫ વધે છે. અને સાત સાત ગણતાં કાંઇ વધતું નથી. તો કેટલાં મોતી હશે ?

(૧૩) ૩ પૈસાનાં એક શેર કારેલાં અને એક પૈસાના ત્રણ શેર મુળા મળે છે તો ૯ પૈસાના ૯ શેર લાવો.

(૧૪) બે હાથ લાંબુ અને બે હાથ પહોળું એવું પાટીઉં છે. તેમાંથી એક હાથ પહોળું ને એક હાથ લાંબું એવા સરખા ચાર ચોરસ કકડા કાપવાની મજુરી રૂા. ૧) પડે તો ફક્ત એવો એક જ કકડો જુદો પાડવો હોય તો શું બેસે ?

(૧૫) એક માણસ કેટલુંક તેલ લઇ હનુમાનજીને ચડાવા નીકળ્યો. પહેલા હનુમાનજીને ૧ શેર તેલ ચડાવ્યું. પછી જે બાકી રહ્યું તેનું બમણું કરી બીજા હનુમાનને પ્રથમના જેટલું જ ચડાવ્યું. એમ ચાર હનુમાનને ચડાવતાં છેવટે કાંઈ રહ્યું નહિ તો, તે ઓછામાં ઓછું કેટલું તેલ લઈ નીકળ્યો હશે ?

(૧૬) મારી પાસે ૧॥ શેર બરફી છે. મારા મિત્ર પાસે ૦॥। શેર બરફી છે. અમે નાસ્તો કરતાં હતા તેમાં ત્રીજો મીત્ર મળ્યો તેણે અમને રૂ. ૦। આપ્યો તો અમારે બન્નેએ કેટકેટલું રાખવું ?

(૧૭) કઇ સંખ્યાને ૯ ગુણીએ તો નવ એકડા આવે ?

(૧૮) દશ ઝાડને ચાર હારમાં એવી રીતે વાવો કે દરેક હારમાં ચાર ચાર વરતાય.

(૧૯) એક છોકરે બીજા છોકરાને કહ્યું કે જો તું મને એક રૂપિયો આપે તો આપણે બન્ને સરખા થઇએ, ત્યારે બીજાએ કહ્યું કે જો તું મને એક રૂપીઓ આપે તો હું તારા કરતાં સત્તર ગણો થાઉં ત્યારે બન્ને પાસે પ્રથમ કેટ કેટલા રૂપીઆ હશે ?

(૨૦) રૂ. ૦॥ાનું શેર ઘી છે અને રૂ. ૦। નો શેર ગોળ છે તો તેઓ ઓછામાં ઓછું કેટલા શેર અદલ બદલ કરે તો બન્ને ને સાદું વળી રહે ?

(૨૧) એક ત્રાજવામાં ત્રણ રૂપીઆભારનો ધડો છે. ધડાની તરફ શેર મૂકી મને સાકર આપી તો તે સાકર ખરા તોલ પ્રમાણે કેટલી ઓછી કહેવાય ?

(૨૨) ચુનીલાલે અભેચંદના રૂ. ૨૦૦) ત્રણ માસ વાપર્યાં તો તેના બદલામાં અભેચંદે ચુનિલાલના રૂ ૫૦ કેટલા માસ રાખવા ?

(૨૩) મારી પાસે રૂ. ૧૦૦) છે તેની સાત ઢગલી એવી કરો કે તેમાંથી એકથી સો સુધી ગમે તેટલા રૂપીઆ માગે તો આખે આખી ગોકડી આપી શકાય

(૨૪) એક સ્ત્રી એક આદમની પાછળ ચાલી જાય છે. તેને બીજી સ્ત્રીએ પુછ્યું કે આ તમારે શું સગો થાય ત્યારે તે કહે કે આગલાની મા મારા સસરાની સાસુ. તો તે બે શું સગા થાય ?

(૨૫) બાર હાથ માદરપાદમાંથી બાર રૂમાલ કરવા છે. તો એકેક હાથ ભરીને કાપી લેતાં કેટલા કાપ મૂકવા પડશે ?

(૨૬) એક ગરોળીને સો વાર ચડવું છે તે દિવસે દશ વાર ચડે છે અને રાત્રે ૪ વાર નીચે ઉતરે છે તો કેટલા દહાડે ચડી રહેશે ?

(૨૭) તમારી પાસે એક પૈસો છે તે ઉપરથી એક ફુટનું માપ શી રીતે બનાવો.

(૨૮) સોની પાસે ચોરસી તૈયાર કરાવી તેને કાંટે તોળતાં ૧૨ ગદીઆણા ૩ વાલને ૨ રતી થઈ બીજી તરફ ફેરવીને તોળાવી તો ૧૨ ગદીઆણા ૩ વાલને ૧ રતી થઇ તો નક્કી તોલ કેટલો ?

(૨૯) રૂપીઆનું ૪ શેર લેખે ઘી લાવી ૩ શેર લેખે વેચ્યું ને બીજી વખત રૂપીઆનું ૩ શેર લેખે લાવી ૪ શેર લેખે વેચ્યું તો તેને શું નફો નુકસાન થયુ કહેવાય ?

(૩૦) વેપારીને ત્યાંથી બે મણ ઘઉં લેવા છે. ત્રાજવામાં ધડો હોય અથવા દાંડી ખોટી હોય એવો વહેમ પડે તો આપણે શી રીતે તોળાવવા ?

(૩૧) મેતો મેતી મણનો ભાર
બે છૈયા અધમણનો ભાર
હોડી ઝીલે મણને ભાર
તેને ઉતારો પેલે પાર

(૩૨) મારા બાપના નામના અક્ષરનો સરવાળો તેર થાય છે તો તેમનું નામ શું હશે ?

(૩૩) ૩ ટકા લેખે રૂા. ૧૨૦૮નું ૫ વરસનું વ્યાજ શું થાય ?

(૩૪) દોઢ પૈસા લેખે રૂા. ૩૦૦નું ૭ માસનું વ્યાજ શું થાય ?

(૩૫) વહાલામાં વહાલું શું ? લાંબામાં લાંબું શું ? ખારામાં ખારૂં શું ? મીઠામાં મીઠું શું ? કડવામાં કડવું શું ? ઉંડામાં ઉંડું શું ? ને મેલામાં મેલું શું ?

(૩૬) એક શાહુકારે એક ગુમાસ્તાને નોકર રાખ્યો તે એવી શરતથી પહેલે દિવસે એક રૂપીઓ, બીજે દિવસે બમણો એટલે બે રૂપીઆ, ત્રીજે દિવસે તેથી બમણા એટલે ચાર રૂપીઆ એમ ગણતાં ૧૦ દિવસે કુલ શું મળે ?

(૩૭) એક ઘોડી દરરોજ ૨૦ ગાઉ ચાલે છે. અને તેની વછેરી પહેલે દિવસે એક ગાઉ બીજે દિવસે ૨ ગાઉ એમ રોજ એકેક ગાઉ ચડત ચાલે છે તો મા દીકરી કેટલા દિવસે ભેગાં થશે ?

(૩૮) એક પૈસાના ૪૦ લેખે જાંબુ લે તો ૧૦ પૈસા ઘટે છે અને એક પૈસાનાં ૫૦ લેખે લેતાં ૫ પૈસા વધે છે તો સુંડલામાં કેટલાં જાંબુ હશે ?

(૩૯) ૮ મણનો ભરેલ અને ૫ અને ૩ મણના બે ખાલી કુડલા છે તેને વગર કાટલે ચચ્ચાર મણ વહેંચી આપો.

(૪૦) બે અનાજના ઢગલા છે, તેમાં એકમાંથી ૧ મણ લઇ બીજા ઢગલામાં નાખીએ તો બન્ને ઢગલા સરખા થાય છે. પણ

બીજામાંથી એક મણ લઇ પહેલામાં નાખું તો તે ઢગલો વજનમાં ૧૦૧ ગણો થાય છે તો બન્નેમાં કેટલું અનાજ હશે?

(૪૧) હાથી ૫ મણ, ઊંટ ૧॥ મણ, અને ઘોડો પાંચ શેર અનાજ ખાય છે તો ૧૦૦ જનાવરને ૧૦૦ મણ અનાજ વહેંચી આપો.

(૪૨) ૧૦ રૂપીઆની પાઘડી, ૫ રૂપીઆનું ધોતીયું અને ૦॥ રૂપીઆનો રૂમાલ મળે છે તો ૧૦૦ રૂપીઆમાંથી ૧૦૦ નંગ લાવો.

(૪૩) એક સલ્લા છે તેનો અર્ધો ભાગ પૃથ્વીમાં ત્રીજો ભાગ પાણીમાં અને દશમો ભાગ સેવાળમાં છે અને (૫૨) ગજ બહાર વરતાય છે તો તે સલ્લા કેટલા ફુટ લાંબી હશે?

(૪૪) ૩૦ રૂપીયાના પાંચ દાગીના એવા બનાવો કે એકથી ત્રીશ રૂપીઆ સુધીમાં ગમે તેટલા જો લેણદાર આવે તે ભાંગફોડ કર્યા સિવાય આપી શકાય.

(૪૫) એક ગૃહસ્થે રા. ૭૦૦૦ની મુડીનું પોતાની સ્ત્રીને મરતી વખતે વસીયતનામું કરી આપ્યું કે જો તારે દીકરો આવે તો ૨ ભાગ દીકરાના ને ૧ ભાગ તારો; અને જો દીકરી આવે તો ૨ ભાગ તારા અને ૧ ભાગ દીકરીનો છે. તેને દૈવયોગે દીકરો અને દીકરી બન્ને આવ્યાં તો તેમાંથી દરેકને શું મળે?

(૪૬) એક શેઠને બે દીકરા છે. તેમાં પહેલાને ૧૦ અને બીજાને ૧૦૦ શ્રીફળ આપી વેચવા મોકલ્યા, ને તેમને કહ્યું કે તમે બે ય જણુ બે વખત ભાવ કરી સરખે ભાવે વેચી સરખા પૈસા

લાવજો. ત્યારે બે વખત કેટકેટલાનો ભાવ કર્યો હશે અને કેટલા પૈસા ઉપજ્યા હશે ?

(૪૭) એક વેપારીએ ૧૦૦ ગુણો લીધી દરેક ગુણમાં ૧૦૦ સો શ્રીફળ હતાં રસ્તામાં આવતાં દાણના લેનારા ૧૦૦ જણ મળ્યા તેમણે ગુણ દીઠ એકેક શ્રીફળ લીધું તો છેવટે વેપારી પાસે કેટલાં શ્રીફળ રહેશે ?

(૪૮) ૯૦ ના એવા ચાર ભાગ કરો કે તેમાંના પહેલા ભાગને બેએ ગુણીએ, બીજાને બેએ ભાગીએ, ત્રીજામાં બે મેળવીએ અને ચોથામાંથી બે બાદ કરીએ તો બધા સરખા થાય.

(૪૯) એક વેપારી પાસે રૂ. ૯ાા≈ ના ભાવના પટારા છે અને બીજા પાસે રૂ. ૬ાાાા ના ભાવના ઘોડીઆ છે. તો તેઓ પોતાનો સામાન કેટકેટલો અદલ બદલ કરે તો તેઓ વચ્ચે કાંઇ લેણદેણ ન રહે ?

---

# વિભાગ ૫ મો

## ઉકેલ

જવાબો—દા. ૧, ૧૯૨૦૦; દા. ૨. વર્ષ ૨૬–૮ માસ. દા. ૩. ૧૪૫૮; દા. ૪. ૨૦૪૦૦; દા. ૫ ૧૧; દા. ૬ બે પટલાણીને એક પટલ મળી જણુ ૩; દા. ૭, ૪,૨૯,૪૯,૬૭,૨૯૨; દા. ૮, ૨૭,૭૨૧; દા. ૯. ૨; દા. ૧૦ શેર ૧૫ ને ૧૨ પૈસા ભાર ઘી અને ૭ શેર ને ૨૪ પૈસા ભાર ગોળ; દા. ૧૧ ૧–૩–૯–૨૭; દા. ૧૨. ૧૧૯; દા. ૧૩. ૨૧ શેર કારેલાં અને ૬૫ા શેર મૂળા; દા. ૧૪. આઠ આના; દા. ૧૫. શેર ૧૫ા≈ દા. ૧૬ ૦)ા અને ૦ા; દા. ૧૭. ૧૨૩૪૫૬૭૯; દા. ૧૮ દા. ૧૯ મો રૂા. ૩ા અને ૧ા; દા. ૨૦. ૨૧ શેર ગોળનું ૮ શેર ઘી; દા. ૨૧ રૂા. ૩) ભાર; દા. ૨૨. ૧૨ માસ; દા. ૨૩ ૧–૨–૪–૮–૧૬–૩૨–૩૭; દા. ૨૪ મામોજીને ભાણેજ વહુ; દા. ૨૫, ૧૧ કાપ. દા. ૨૬ દિવસ ૧૬. દા. ૨૭ પૈસાને બાર વખત પાસે પાસે મૂકવાથી એક ફુટ થાય. દા. ૨૮. ૧૨ ગદી. ૩ વાલને ૧૫ રતી ખરો તોલ. દા. ૨૯. સવા આનો ૧ પાઇનો નફો (આવા દાખલામાં નફો જ થાય) દા. ૩૦ અરધો તોલ થયા પછી ત્રાજવું ફેરવી નાખવું. દા. ૩૧ પ્રથમ બે છૈયા બેસીને જાય. તેમાંથી એક છોકરું પાછું આવી મેતાને મોકલે. મેતો પોતે એકલો રહી બીજા છોકરાને પાછો મોકલે. વળી બે છોકરાં સાથે જાઇ એક ત્યાં રહેને બીજો પાછો આવી મેતાણીને મોકલે, મેતાણી મેતા પાસે બેસી બીજાને પાછો મોકલે ને ત્રીજે વખતે બન્ને છૈયાં સાથે જાય. દા. ૩૨ રાજારામ. દા. ૩૩ રૂા. ૧૯૦.

દા. ૩૪ રૂા. ૪૨–૩–૦ દા. ૩૫ જીવ, લોભ, સંસાર, ભૂખ, જીભ, પેટ, મન. દા. ૩૬ ૧૦૨૩; દા. ૩૭ ૩૯ દિવસે; દા. ૩૮. ૩૦૦૦ જાંણુ; દા. ૩૯ મો. પ્રથમ ત્રણ મણીયું ભરી પાંચ મણીયામાં નાખ્યું, બીજીવાર ત્રણ મણીયું ભરી તેમાંથી મણ ૨ પાંચમણીયામાં નાખ્યું. તેથી ત્રણ મણીઆમાં એક મણ રહ્યું. પેહુ પાંચ મણીયું ૮ મણીયામાં નાખ્યું ને ૧ મણ પાંચ મણીયામાં નાંખી ત્રીજી વાર ત્રણ મણીયું ભરી પાંચ મણીયામાં નાંખ્યું તો તેમાં ૪ મણ થયુ ને બાકી મણ ૪ રહ્યું. દા. ૪૦. એક ઢગલામાં ૧ મણ ૧।। શેરને ૪ રૂા. ભારને બીજામાં ૩ મણ ૧।। શેરને ૪ રૂા. ભાર દાણા હતા. દા. ૪૧. ૩ હાથી, ૫૩ ઊંટ અને ૪૪ ઘોડા. દા. ૪૨; ૧ પાઘડી ૯ ધોતીયાં ૯૦ રૂમાલ; દા. ૪૩. ૭૮૦ ગજ. દા. ૪૪. ૧–૨–૪–૮–૧૫; દા. ૪૫ છોકરાને ૪૦૦૦, સ્ત્રીને ૨૦૦૦ અને દીકરીને ૧,૦૦૦ દા. ૪૬. પ્રથમ રૂા. ૧) નાં ૭ પ્રમાણે વેચવાં ને બીજી વખત એક શ્રીફળનો રૂા. ૧૩ પ્રમાણે ભાવ ઠરાવી વેચ્યાં. દા. ૪૭. ૪૯૫૦; દા. ૪૮. ૧૦–૪૦–૧૮–૨૨; દા. ૪૯. ૨૨૧ પટારાને બદલે ૩૦૮ ઘોડીયાં.



